# હુસ્નાપુરી.

કિમત રૂ. ૦।૭ સન ૧૯૧૦.

# હસનાપુરી.

રચનાર–પીર હસન કબીરદીન.

(ગુજરાતીમાં) આવૃતી ૧ લી નકલ ૫૦૦.

પ્રગટ કરનાર,

મુખી લાલજીભાઈ દેવરાજ.



આ બુક મેનેજર વલીભાઈ નાનજીએ ધી ખોજા સિંધી પ્રેસ, નં. ૧૧૩ પાલખી મહોલા, મુંબઈ નં. ૯ માં મુખી લાલજીભાઈ દેવરાજ માટે છાપી અને મુખી લાલજીભાઈ દેવરાજે ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, મુંબઈ–૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૭૬. તા૦ ૨૫–૧–૨૦.

# હસનાપુરી.

રચનાર-પીર હસન કબીરદીન.

જીરેભાઇરે પેલે કીરતા જુગમાંહે ઈશ્વર હરો હર નામ ભણાયા,
ગુર ભીરમા તે સતગુર ભીરમા કહાવ્યા હો જીરેભાઇ. ૧
જીરેભાઇરે પુરખ ઉત્તમ મચ્છ, કોરભ, વારા, નરસીંહ રૂપે
શાહા નામ ભણાવ્યા,
તે તો નામ રીખીસરે લાધો હો જીરેભાઇ. ૨
જીરેભાઇરે મીલો રીખીસરો તમે કરો વાધાઈયુ,
એવા ધીયાવો તમે ધરમ વીચારો હો જીરેભાઇ. ૩
જીરેભાઇરે પહેલે કરતા જુગમાંહે જીવને પાંત્રીસ ફેરા,
જેણે સુધો કરી ન આરાધીયા હો જીરેભાઇ. ૪
જીરેભાઇરે જેણે આરાધીયા તે જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઈ. ૫
જીરેભાઇ મદ અહુંકારે વાદે વીરોધીયા,
દુનીયાને સવરાથે લાગા હો જીરેભાઇ. ૬
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે શાહાનું રૂગ વેદ વરત્યા,
તેણે વારે તે ફરમાન લીખાણા હો જીરેભાઇ. ૭
જીરેભાઈ ઉતર દીસે હંસપુરી નગરી,
તે તો ગુરજીએ વાટ દેખાડી હો જીરેભાઇ. ૮
જીરેભાઈ ગત ગંગા તે ગુર ભીરમાજીને આરાધીયા,
જેણે આરાધીયા તે જીવ છુટા હો જીરેભાઈ. ૯

જીરેભાઇ દઇત હરણાકંસ સાહેબે નખેસું વીદાર્યા,
કરોડીએ પાંચેસું રાજા પહેલાજ તાર્યા હો જીરેભાઇ. ૧૦
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે શાહાનું નામ તે સનો
નામ ભણતા,
તેણે નામે શાહાના રીખીસર મીલતા હો જીરેભાઇ. ૧૧
જીરેભાઇ પહેલા કરતા જુગમાંહે સાડા ઓગણીસ વેસુઆ
સત ધરમના હોતા,
અરધો વેસુંઉ વર્ત્યો પાપ હો જીરેભાઇ. ૧૨
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે વૃત એકાદશી મંગળવારી
જે જીવ કરતા,
તે જીવ અવગતીયા નહી હોતા હો જીરેભાઇ. ૧૩
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે જીવને વનનું દાગજ દેતા,
તેણે દાગે જીવડો મોખ મુગત ફલ લહેતા
હો જીરેભાઇ. ૧૪
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે કુંજર મેદ્દ જાગ કરતા,
તેણે દાગે શાહાના રીખીસર મલતા હો જીરેભાઇ. ૧૫
જીરેભાઇ કરતા જુગમાંહે શાહાનું ગટપાટ વરત્યા સોનાનું
ગાટ સોનાનું પાટ,
કુંજર દાનજ દેતા હો જીરેભાઇ. ૧૬
જીરેભાઇ પહેલે કરતા જુગમાંહે શાહાના ચાર રૂપ વરત્યા,
ચારહી દાણવ શાહા સંગાર્યા હો જીરેભાઇ. ૧૭
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી મચ્છ રૂપે શાહા નામ ભણાવીયા હો જીરેભાઇ. ૧૮
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી કોરભ રૂપે શાહા નામ ભણાવ્યા હો જીરેભાઇ. ૧૯
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી વારા રૂપે શાહા નામ ભણાવ્યા હો જીરેભાઇ. ૨૦
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી નરસીંહ રૂપે શાહા નામ ભણાવ્યા હો જીરેભાઇ. ૨૧
જીરેભાઇ સતર લાખ ને અઠાવીસ સેહેસ્ત્ર,
જુગ કરતાનું પરમાણ હુઆ હો જીરેભાઇ. ૨૨

જીરેભાઈ શાહે દઈત સંહાર્યા ને ભગત ઉગાર્યા,
શ્રી નરસંગ રૂપે શાહા પરગટ ભલે હુઆ
હો જીરેભાઇ. ૨૩
જીરેભાઇ પહેલે કરતા જુગ જીરૂ એમહી ગમાળ્યા,
જાણી જોઇને ફલ હરાયા હો જીરેભાઇ. ૨૪
જીરેભાઈ જેણે આરાધ્યા ને જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૨૫
જીરેભાઈ બીજે ત્રેતા જુગમાંહે ઇશ્વર નીલકંઠ નામ ભણાયા,
ગુર ભીરમા તે વીજેષ્ટળ કહાવ્યા હો જીરેભાઇ. ૨૬
જીરેભાઈ પુરખ ઉતમ વાયમગુ, ફડસીરામ, શ્રી રામ
રૂપે શાહા નામ ભણાયા,
તે નામ રીખીસરે લાધો હો જીરેભાઇ. ૨૭
જીરેભાઇ મીલો રીખીસરો તમે કરો વાવાઈયું,
એવો ધીયાવો ધરમ વીચારો હો જીરેભાઈ. ૨૮
જીરેભાઇ બીજે ત્રેતા જુગમાંહે જીવને પચવીસ ફેરા,
જેણે સુધો કરીને ન આરાધીયા હો જીરેભાઈ. ૨૯
જીરેભાઈ જેણે આરાધીયા તે જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૩૦
જીરેભાઇ મદ અહુંકારે વાદે વીરોધીયા,
દુનીયાને સવરાથે લાગા હો જીરેભાઈ. ૩૧
જીરેભાઇ બીજે ત્રેતા જુગમાંહે શાહાનું જુજર વેદ વરત્યા,
તેણે વારે તે ફલ લીખાણા હો જીરેભાઇ. ૩૨
જીરેભાઈ રામનું નામ જપતાં કાંઇ રાવણે જાણ્યા,
તારે રીખીયાને તેડી બોલાવ્યા હો જીરેભાઇ. ૩૩
જીરેભાઇ રાવણને વચને રીખીસર ચાલી આવ્યા,
કહો રાવણ તમે અમને સીદને તેડાવ્યા
હો જીરેભાઇ. ૩૪
જીરેભાઈ રીખીસરને વચને રાવણ બોલ્યા વીચારી,
કહો રીખીસરો તમે કેને જપો કેને આરાધો
હો જીરેભાઇ. ૩૫

જીરેભાઇ રાવણને વચને રીખીસર બોલ્યા વીચારી,
અમે રામ જપું ને ઇશ્વરને આરાધું હો જીરેભાઇ. ૩૬
જીરેભાઇ તારે રીખીસરને વચને રાવણ બોલ્યા વીચારી,
સાંભળો રીખીસરો તમે શીશજ આલો નહી
તો વનજ ચાલો;
નહી તો રામનું નામ મેલી રાવણને આરાધો
હો જીરેભાઇ. ૩૭
જીરેભાઈ તારે રાવણને વચને રીખીસર બોલ્યા વીચારી,
સાંભળો રાવણ અમે શીશજ આલું અમે વનજ ચાલું;
પણ લીધો રામનું નામ ન મેલું હો જીરેભાઇ. ૩૮
જીરેભાઈ રીખીસરને વચને રાવણ બોલ્યા વીચારી,
સાંભળો રીખીસરો અમારી આણ દાણ મેલી ને
વન ખડે ચાલો હો જીરેભાઇ. ૩૯
જીરેભાઇ રાવણને વચને રીખીસર વનજ ચાલ્યા,
તેણે વનમાંહે જાઇ તપ જપ માંડયો હો જીરેભાઇ. ૪૦
જીરેભાઇ રીખીસરને વારે શ્રી રામચંદ્રજી આવીયા,
કહો રીખીસરો તમે ક્યાં તે શેને કાજે આવીયા
હો જીરેભાઇ. ૪૧
જીરેભાઈ તારે રોઈ રોઇ રીખીસરે શ્રી રામચંદ્રજી આગળ
અરદાસજ કીધી,
સામીજી અમને રાવણે મારીને શીખજ દીધી
હો જીરેભાઇ. ૪૨
જીરેભાઇ તારે રીખીસરને શ્રી રામચંદ્રજી બોલ્યા વીચારી,
સાંભળો રીખીસરો એના દસ મુસ્તક થયા છે
ભારી હો જીરેભાઇ ૪૩
જીરેભાઈ તારે રાવણને સાહેબે કુમત દીધી,
તે વનને વીખે સીતા હરી લીધી હો જીરેભાઇ. ૪૪
જીરેભાઇ તારે સેન સઘળો સાહેબે એકઠોજ કીધો,
તેણે મારી રાવણ રાજ ભભીક્ષણને દીધો
હો જીરેભાઇ. ૪૫

જીરેભાઈ દસાશર રાવણ સાહેબે આપે માર્યા,
કરોડ સાતેસું રાજા હરીચંદ્ર તાર્યા હો જીરેભાઇ. ૪૬
જીરેભાઇ પુરબ દીસે કાશીપુરી નગરી,
તે તો ગુરજીએ વાટ દેખાડી હો જીરેભાઈ. ૪૭
જીરેભાઇ ગત ગંઆ તે ગુર વીજેષ્ટળને આરાધીયા,
જેણુ આરાધીયા તે જીવ છુટ્યાં હો જીરેભાઈ. ૪૮
જીરેભાઈ બીજે ત્રેતા જુગમાંહે શાહાનું નામ તે નીરીંજન
દેવ ભણતા,
તેણુ નામે શાહાના રીખીસર મલતા હો જીરેભાઇ. ૪૯
જીરેભાઇ બીજે ત્રેતા જુગ માંહે દસ વીસુઆ સત
ધરમના હોતા,
દસ વીસુઆ વરત્યા પાપ હો જીરેભાઇ. ૫૦
જીરેભાઇ બીજે ત્રેતા જુગ માંહે વૃત ચતુરદસી દીતવારી
જે જીવ કરતા,
તે જીવ અવગતીયા નહી હોતા હો જીરેભાઇ. ૫૧
જીરેભાઈ બીજે ત્રેતા જુગ માંહે જીવને જલનું દાગજ દેતા,
તેણુ દાગે જીવડો મોખ મુગત ફ્લ લહેતા
હો જીરેભાઇ. ૫૨
જીરેભાઇ બીજે ત્રેતા જુગ માંહે અસ્વ મેદ જાગજ કરતા,
તેણુ જાગે શાહાના રીખીસર મીલતા હો જીરેભાઈ. ૫૩
જીરેભાઈ બીજે ત્રેતા જુગ માંહે સામીનું ગટપાટ વરત્યા
રૂપાનું ગાટ રૂપાનું પાટ,
અસ્વ દાનજ દેતા હો જીરેભાઇ. ૫૪
જીરેભાઈ બીજે ત્રેતા જુગ માંહે સામીના ત્રણુ રૂપ વરત્યા,
ત્રેઈ દાણવ શાહા સંગાર્યા હો જીરેભાઇ. ૫૫
જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી બાયમણ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૫૬
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી ફ્રુડસીરામ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૫૭
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,

શ્રી રામ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઇ. ૫૮
જીરેભાઈ બાર લાખ ને છન્નું સેહેસ્ત્ર,
જુગ ત્રેતાનું પરમાણ હુઆ હો જીરેભાઈ. ૫૯
જીરેભાઇ સાહેબે દઈત સંગાર્યા ને ભગત ઉગાર્યા,
શ્રી રામચંદ્ર રૂપે શાહા પરગટ ભલે
હુઆ હો જીરેભાઇ. ૬૦
જીરેભાઇ જો ત્રેતા જુગ જીવડે એમહી ગમાયા,
જાણી જોઇને ફલ હરાયા હો જીરેભાઇ. ૬૧
જીરેભાઈ જેણે આરાધીયા તે જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૬૨
જીરેભાઈ દુઆપુર જુગ માંહે ઇશ્વર સંભુ નામ ભણાયા,
ગુર બ્રહ્મા તે વીદરવ્યાસ કહાવ્યા હો જીરેભાઇ. ૬૩
જીરેભાઈ પુરખ ઉતમ કાનજી બુધ્ધ રૂપે નામ ભણાયા,
તે નામ રીખીસરે લાધો હો જીરેભાઇ. ૬૪
જીરેભાઇ મીલો રીખીસરો તમે કરો વાધાઇયું,
એવા ધ્યાવો તમે ધરમ વીચારો હો જીરેભાઇ. ૬૫
જીરેભાઈ ત્રીજે દુઆપુર જુગ માંહે જીવને સોલ ફેરા,
જેણે સુવો કરી ન આરાધીયા હો જીરેભાઈ. ૬૬
જીરેભાઇ જેણે આરાધીયા તે જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૬૭
જીરેભાઇ મદ અહુંકારે વાદે વીરોધ્યા,
તે તો દુનીઆને સવરાથે લાગા હો જીરેભાઈ. ૬૮
જીરેભાઈ ત્રીજે દુઆપુર જુગ માંહે સામીના શામ
વેદ વરતીયા,
તેણે વારે તે ફલ લીખાણા હો જીરેભાઈ. ૬૯
જીરેભાઈ ત્રીજે દુઆપુર જુગ માંહે સામીજી હસનાપુરી
નગરીમાં ચાલી આવ્યા,
ત્યાં પહેલા પાંડવને તેડી બોલાવ્યા હો જીરેભાઇ. ૭૦
જીરેભાઇ કે તારે સાદ કરી સામીજી રાજા ભીમને તેડાયા,
સામીને વચને રાજા ભીમ ચાલી આયા
હો જીરેભાઇ. ૭૧

જીરેભાઈ રાજા ભીમ આવી સામીજીને પાયેજ લાગા,
કહો સામી અમને તે સીદ તેડાયા હો જીરેભાઈ. ૭૨
જીરેભાઇ આવો રાજા ભીમ તમે કહો ખુદાજી,
જોત સંભારી ધરમ વીચારો હો જીરેભાઇ. ૭૩
જીરેભાઈ સામીજી અમે ગાયને પુજીએ,
અને બ્રીરામણને માનીએ હો જીરેભાઇ. ૭૪
જીરેભાઇ તારે સામીને વચને રાજા ભીમ કહયા ખુદાજી,
તારે ચાલીસ લાખની પદમી નવાજી હો જીરેભાઈ. ૭૫
જીરેભાઇ ચાલીસ લાખ સાહેબે ગદા ધારીજ કીધા,
રાજા ભીમ તમારા કાજ સરવે સીધા હો જીરેભાઇ. ૭૬
જીરેભાઇ રાજા ભીમ તમારા કાજ સરવે સીધા,
અમર માન્યા તે અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૭૭
જીરેભાઈ તારે સાદ કરી સાહેબે રાજા અરજણને તેડાવ્યા,
સામીને વચને રાજા અરજણ ચાલીને આવ્યા
હો જીરેભાઇ. ૭૮
જીરેભાઈ રાજા અરજણ આવી સામીજીને પાયેજ લાગા,
કહો સામી અમને તે શીદ તેડાવ્યા હો જીરેભાઇ. ૭૯
જીરેભાઇ આવો રાજા અરજણ તમે કહો ખુદાજી,
જોત સંભારી ધરમ વીચારો હો જીરેભાઈ. ૮૦
જીરેભાઇ સામીજી અમે ગાયને પુજીએ બ્રીરામણને માનીએ,
એવડા વેણ તે કેમ કરી કાહાવો હો જીરેભાઇ. ૮૧
જીરેભાઇ તારે રાજા અરજણને સાહેબે આંખ બીચાડી,
આંખ ખોલી જુએ તો બાર જોજન માંહે અન્ન
ન પાણી હો જીરેભાઈ. ૮૨
જીરેભાઇ સામીજી અન્ન પાણી આલો નહીં તો પીંઢજ પાડો,
નહીં તો પ્રાણ અવગતીયા થાયે હો જીરેભાઈ. ૮૩
જીરેભાઈ તારે રાજા અરજણને વારે સામીજી ચાલી આવ્યા,
તારે અન્ન પાણી તે અરજણે આરોગીયા
હો જીરેભાઈ. ૮૪
જીરેભાઈ તારે પેટને સવરાથે અરજણ બોલ્યા ખુદાજી,
તારે છત્રીસ લાખની પદમી નવાજી હો જીરેભાઈ. ૮૫

જીરેભાઇ છત્રીસ લાખ સાહેબે ધનકા ધારી કીધા,
રાજા અરજણ તમારા કાજ સરવે સીધા હો જીરેભાઇ. ૮૬
જીરેભાઇ રાજા અરજણ તમારા કાજ સરવે સીધા,
અમર માન્યા તે અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૮૭
જીરેભાઇ તારે સાદ કરી સાહેબે રાજા નીકુલને તેડાવ્યા,
સામીને વચને રાજા નીકુલ ચાલીને આવ્યા
હો જીરેભાઇ. ૮૮
જીરેભાઇ તારે રાજા નીકુલ આવી સામીજીને પાયે લાગા,
કહો સામી અમને તે સીદને તેડાવ્યા હો જીરેભાઇ. ૮૯
જીરેભાઈ આવો રાજા નીકુલ તમે કહો ખુદાજી,
જોત સંભારી ધરમ વીચારો હો જીરેભાઇ. ૯૦
જીરેભાઈ સામીજી અમે ગાયને પુજીએ ભીરામણને માનીએ,
એવડા વેણ તે કેમ કરી કહાવો હો જીરેભાઇ. ૯૧
જીરેભાઇ તારે સામીજીને વચને રાજા નીકુલ કહ્યા ખુદાજી,
પાંત્રીસ લાખની પદમી નવાજી હો જીરેભાઇ. ૯૨
જીરેભાઈ પાંત્રીસ લાખ સાહેબે કુંઢા ધારી કીધા,
રાજા નીકુલ તમારા કાજ સરવે સીધા હો જીરેભાઇ. ૯૩
જીરેભાઇ રાજા નીકુલ તમારા કાજ સરવે સીધા,
અમર માન્યા તે અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૯૪
જીરેભાઈ તારે સાદ કરી સાહેબે રાજા સહેદેવને તેડાવ્યા,
સામીને વચને તે રાજા સહેદેવ ચાલીને આવ્યા
હો જીરેભાઇ. ૯૫
જીરેભાઇ રાજા સહેદેવ આવી સામીજીને પાયેજ લાગા,
કહો સામી અમને તે શીદને તેડાવ્યા હો જીરેભાઇ. ૯૬
જીરેભાઇ આવો રાજા સહેદેવ તમે કહો ખુદાજી,
જોત સંભારી ધરમ વીચારો હો જીરેભાઇ. ૯૭
જીરેભાઇ સામીજી અમે રાજા જુજેશ્ટળને પુછી જોશું,
જેમ રાજા જુજેષ્ઠળ કહે તેમ કરશું હો જીરેભાઇ. ૯૮
જીરેભાઇ તારે સાદ કરી સાહેબે રાજા જુજેષ્ઠળને તેડાવ્યા,
સામીને વચને રાજા જુજેશ્ટળ ચાલી આવ્યા
હો જીરેભાઇ. ૯૯

જીરેભાઇ રાજા જુજેષ્ટળ આવી સામીજીને પાયેજ લાગા,
કહો સામી અમને તે શીદને તેડાવ્યા હો જીરેભાઇ. ૧૦૦
જીરેભાઇ આવો રાજા જુજેષ્ટળ તમે કહો ખુદાજી,
જોત સંભારી ધરમ વીચારો હો જીરેભાઇ. ૧૦૧
જીરેભાઈ અમે ગાયને પુજીએ ભીરામણને માનીએ,
એવડા વેણ તે કેમ કરી કહાવો હો જીરેભાઇ. ૧૦૨
જીરેભાઇ તારે રાજા જુજેષ્ટળને સાહેબે અવની કુંડ દેખાડયા,
રાજા જુજેષ્ટળ તમે અવની કુંડ માંહે જીલો
હો જીરેભાઇ. ૧૦૩
જીરેભાઇ સામીજીને વચને રાજા જુજેષ્ટળ બોલ્યા વીચારી,
સામી અવની કુંડ દીસે છે ભારી હો જીરેભાઈ. ૧૦૪
જીરેભાઈ તારે રાજા જુજેષ્ટળને વચને સામીજી બોલ્યા વીચારી,
રાજા જુજેષ્ટળ તમે અવની કુંડ માંહે પાંઉ
પખારો હો જીરેભાઈ. ૧૦૫
જીરેભાઇ તારે સામીજીને વચને રાજા જુજેષ્ટળ અવની કુંડ
માહે પાંઉ પખાર્યા,
તારે નવ કરોડ જીવ આંગુઠે લાગા હો જીરેભાઇ. ૧૦૬
જીરેભાઈ નવ કરોડ ઉપર સાહેબે છત્રજ દીધા,
રાજા જુજેષ્ટળ તમારા કાજ સરવે સીધા હો જીરેભાઇ ૧૦૭
જીરેભાઇ રાજા જુજેષ્ટળ તમારા કાજ સરવે સીધા,
અમર માન્યા તે અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૧૦૮
જીરેભાઈ તારે સાદ કરી સાહેબે રાજા સહોદેવને તેડાવ્યા,
સામીને વચને તે રાજા સહોદેવ ચાલીને આવ્યા
હો જીરેભાઇ. ૧૦૯
જીરેભાઇ રાજા સહોદેવ આવી સામીજીને પાયેજ લાગા,
કહો સામી અમને તે સીદને તેડાવ્યા હો જીરેભાઇ ૧૧૦
જીરેભાઈ આવો રાજા સહોદેવ તમે કહો ખુદાજી,
જોત સંભારી ધરમ વીચારો હો જીરેભાઇ. ૧૧૧
જીરેભાઇ સામીજી અમે ગાયને પુજીએ ભીરામણને માનીએ,
એવડા વેણ તે કેમ કરી કાહાવો હો જીરેભાઇ. ૧૧૨

જીરેભાઇ તારે સામીજીને વચને રાજા સહેદેવ બોલ્યા ખુદાજી,
ચઉદ લાખની પદમી નવાજી હો જીરેભાઇ. ૧૧૩
જીરેભાઈ ચઉદ લાખ સાહેબે ચક્રાધારી કીધા,
રાજા સહેદેવ તમારા કાજ સરવે સીધા હો જીરેભાઇ. ૧૧૪
જીરેભાઇ રાજા સહેદેવ તમારા કાજ સરવે સીધા,
અમર માન્યા તે અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૧૧૫
જીરેભાઈ દઈત દુરજોધન સાહેબે સંગાર્યા,
કરોડ નવેસું રાજા જુજેષ્ટળ તાર્યા હો જીરેભાઇ. ૧૧૬
જીરેભાઇ દખણ દીસમાંહે હસનાપુરી નગરી,
તે તો ગુરજીએ વાટ દેખાડી હો જીરેભાઈ. ૧૧૭
જીરેભાઇ ગત ગંઆ તે ગુર વીદરવ્યાસને આરાધીયા,
જેણે આરાધીયા તે જીવ છુટા હો જીરેભાઈ. ૧૧૮
જીરેભાઈ બીજે દુઆપુર જુગમાંહે શાહાના નામ તે અહેનીસ
દેવ ભણતા,
તેણે નામે શાહાના રીખીસર મલતા હો જીરેભાઇ. ૧૧૯
જીરેભાઇ ત્રીજે દુઆપુર જુગ માંહે પાંચ વીસુઆ સત
ધરમના હોતા,
પંદર વીસુઆ વરત્યા પાપ હો જીરેભાઇ. ૧૨૦
જીરેભાઇ ત્રીજે દુઆપુર જુગ માંહે વૃત અમાસ સોમવારી
જે જીવ કરતા,
તે જીવ અવગતીયા નહી હોતા હો જીરેભાઇ. ૧૨૧
જીરેભાઇ ત્રીજે દુઆપુર જુગ માંહે દાગ તો અગનનું દેતા,
તેણે દાગે જીવડો મોખ મુગત ફલ લહેતા
હો જીરેભાઇ. ૧૨૨
જીરેભાઇ ત્રીજે દુઆપુર જુગ માંહે ગઉ મેદ જાગજ કરતા,
તેણે જાગે શાહાના રીખીસર મીલતા હો જીરેભાઈ. ૧૨૩
જીરેભાઈ ત્રીજે દુઆપુર જુગ માંહે સામીનું ગટપાટ વરત્યા
ત્રાંબાનું ગાટ ત્રાંબાનું પાટ,
ગઉવાનું દાનજ દેતા હો જીરેભાઇ. ૧૨૪

જીરેભાઈ ત્રીજે દુઆપુર જુગ માંહે સામીના દોઈ રૂપ વરત્યા,
દોઈ દાણવ શાહા સંગાર્યા હો જીરેભાઇ. ૧૨૫
જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી કાન રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૧૨૬
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી બુધ્ધ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૧૨૭
જીરેભાઇ આઠ લાખ ને ચોસઠ સેહેસ્ત્ર,
દુઆપુર જુગનું પરમાણ હુઆ હો જીરેભાઇ. ૧૨૮
જીરેભાઈ શાહે દઈત સંગાર્યા ને ભગત ઉગાર્યા,
શ્રી બુદ્ધ રૂપે શાહા પરગટ ભલે હુઆ હો જીરેભાઇ. ૧૨૯
જીરેભાઈ ત્રીજો દુઆપુર જુગ જીવડે એમહી ગમાયા,
જાણી જોઇને ફુલ હુરાયા હો જીરેભાઇ. ૧૩૦
જીરેભાઇ જેણે આરાધીયા તે જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૧૩૧
જીરેભાઇ આજ કલજુગ માંહે ઈશ્વર આદમ નામ ભણાયા,
ગુર ભીરમા તે નબી મહમદ કહાવ્યા હો જીરેભાઈ. ૧૩૨
જીરેભાઇ પુરખ ઉતમ શાહા મઉલા મુરતઝા અલીઅ રૂપે
નામ ભણાયા,
તેહ નામ રીખીસરે લાધા હો જીરેભાઇ. ૧૩૩
જીરેભાઈ મીલો રીખીસરો તમે કરીઓ વાધાઈયું,
તમે ધીયાવો ધરમ વીચારો હો જીરેભાઇ. ૧૩૪
જીરેભાઈ આજ કલજુગ માંહે જીવને આઠજ ફેરા,
જેણે સુધો કરી ન આરાધીયા હો જીરેભાઈ. ૧૩૫
જીરેભાઈ જેણે આરાધીયા તે જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૧૩૬
જીરેભાઇ મદ અહુંકારે વાદે વીરોધીયા,
તે દુનીઆને સવરાથે લાગા હો જીરેભાઇ. ૧૩૭
જીરેભાઇ આજ કલજુગ માંહે શાહાનું અથર વેદ વરત્યા,
તેણે વારે તે ફુલ લીખાણા હો જીરેભાઇ. ૧૩૮
જીરેભાઇ આજ કલજુગ માંહે શાહા દઈત કાલીંગો સંગારશે,
કરોડ બારેસું પીર સદરદીન તાર્યા હો જીરેભાઇ. ૧૩૯

જીરેભાઇ પછમ દીસે કહેકપુરી નગરી,
તે તો ગુરજીએ વાટ દેખાડી હો જીરેભાઈ. ૧૪૦
જીરેભાઇ ગત ગંગા તે ગુર નબી મહમદ આરાધીયા,
જેણે આરાધીયા તે જીવ છુટા હો જીરેભાઈ. ૧૪૧
જીરેભાઇ આજ કલજુગ માંહે શાહાનું નામ તે હયેજંદા
કાયમ પાયા ભણતા,
તેણે નામે શાહાના રીખીસર મીલતા હો જીરેભાઈ. ૧૪૨
જીરેભાઈ આજ કલજુગ માંહે અરધો વેસુઉ સત
ધરમનો કહીએ,
સાડા ઓગણીસ વેસુઆ વરત્યા પાપ હો જીરેભાઇ. ૧૪૩
જીરેભાઈ આજ કલજુગ માંહે વૃત બીજ શુકરવારી જે
જીવ કરતા,
તે જીવ અવગતીયા નહી હોતા હો જીરેભાઈ. ૧૪૪
જીરેભાઈ આજ કલજુગ માંહે ભોમનું દાગ દેતા,
તેણે દાગે જીવડા મોખ મુગત ફલ લહેતા
હો જીરેભાઈ. ૧૪૫
જીરેભાઇ આજ કલજુગ માંહે અજા મેદ જાગજ કરતા,
તેણે જાગે રીખીસર મલતા હો જીરેભાઈ. ૧૪૬
જીરેભાઈ આજ કલજુગ માંહે સામીનું ગટપાટ વરત્યા
માટીનું ગાટ માટીનું પાટ,
અજાનું દાનજ દેતા હો જીરેભાઇ. ૧૪૭
જીરેભાઇ આજ કલજુગ માંહે શાહાનું એક રૂપ વરત્યો.
એકે દાણવ શાહા સંગારશે હો જીરેભાઇ. ૧૪૮
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી શાહા મઉલા મુરતઝા અલીઅ રૂપે શાહા
નામ ભણાયા હો જીરેભાઇ. ૧૪૯
જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
આજ કલજુગનું પરમાણ હુઆ હો જીરેભાઈ. ૧૫૦
જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી મચ્છ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૧૫૧

જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી કોરભ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૧૫૨
જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી વારા રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૧૫૩
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી નરસંગ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઇ. ૧૫૪
જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સહેસ્ત્ર,
શ્રી વાયમણ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઇ. ૧૫૫
જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી ફરસીરામ રૂપે શાહા નામ ભણાયા
હો જીરેભાઇ. ૧૫૬
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી રામચંદ્ર રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઇ. ૧૫૭
જીરેભાઈ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી કરસનજી રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૧૫૮
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી બુધ્ધ રૂપે શાહા નામ ભણાયા હો જીરેભાઈ. ૧૫૯
જીરેભાઇ ચાર લાખ ને બત્રીસ સેહેસ્ત્ર,
શ્રી શાહા મઉલા મુરતઝા અલીઅ રૂપે શાહા
નામ ભણાયા હો જીરેભાઈ. ૧૬૦
જીરેભાઇ ત્રેતાલીસ લાખ ને વીસ હજાર,
જુગ ચારનું પરમાણ હુઆ હો જીરેભાઇ. ૧૬૧
જીરેભાઈ શાહે ભગત તાર્યા, ને દઈત સંગાર્યા,
શ્રી શાહા મઉલા મુરતજા અલી રૂપે શાહા
પરગટ ભલે હુઆ હો જીરેભાઇ. ૧૬૨
જીરેભાઈ ચારઇ જુગ તો જીવડે એમહી ગમાયા,
જાણી જોઇને ફુલ હરાયા હો જીરેભાઇ. ૧૬૩
જીરેભાઇ જેણે આરાધીયા તે જીવ છુટા,
તે તો સહી અમરાપુરી પોતા હો જીરેભાઇ. ૧૬૪
જીરેભાઈ એ સો ગીનાન પીર ગુફતે અવલ હશન શાહા,
જેણે શ્રી ઇસલામ શાહા દેખાડયા હો જીરેભાઇ. ૧૬૫

# હસનાપુરીની વેલ.

જીરેભાઇરે ચાર જુગનીઉં ચાર ખાણીઉં કહીએ,
સીતેજ, ઝરેજ, ઇંડેજ, ઉદભોજ,
ચાર જુગનીઉં એ ચાર ખાણીઉં હો જીરેભાઇ. ૧
જીરેભાઈ સાહેબે અહુંકારે ઉપાહીઉં ચારહી ખાણીઉ
હો જીરેભાઇ. ૨
સાહેબે અહુંકારે ઉપાહીઉ ચારહી વાણીઉં
હો જીરેભાઇ. ૩
સાહેબે અહુંકારે ઉપાયા ચારઈ વેદ હો જીરેભાઇ. ૪
સાહેબે અહુંકારે ઉપાયા ચારહી રંગ હો જીરેભાઇ. ૫
સાહેબે અહુંકારે ઉપાઈઉં ચારઇ ભાખ્યા હો
જીરેભાઇ. ૬
જીરેભાઇરે ચાર જુગનીઉં ચાર ખાણીઉંજ કહીએ,
સીતેજ, ઝરેજ, ઇંડેજ, ઉદભોજ,
ચારની જુગનીઉં એ ચારઇ ખાણીઉં હો જીરેભાઇ. ૭
પેલી સીતેજ ખાણ સીરજંતે દેવા હો જીરેભાઇ. ૮
તીસ મધે એકવીસ લાખ જીવ જાત સીરજંતે
દેવા હો જીરેભાઈ. ૯
તીસ મધે નવ લાખ જીવ જાત સીરજંતે
તારા મંડાણ હો જીરેભાઈ. ૧૦
તીસ મધે અષ્ટ લાખ જીવ જાત સીરજંતે
મેગ માડા હો જીરેભાઇ. ૧૧
તીસ મધે ચતુર લાખ જીવ જાત કહીએ
પરબતા હો જીરેભાઈ ૧૨
કંથત દેવ મહેસરા હમ તુજને પુછું શ્રી પરમેશરા
હો જીરેભાઇ. ૧૩

પેલી સીતેજ ખાણુ મધે કોણુ વસત પવીત્ર
તે મુજને કહો સીરી પરમેશરા હો જીરેભાઈ. ૧૪
પેલી સીતેજ ખાણુ મધે ત્રણુ વસત પવીત્ર
હો જીરેભાઈ. ૧૫
પેલી સીતેજ ખાણુ મધે તારા, ત્રાંબા, સોના
એ ત્રણુ વસતુ પવીત્ર હો જીરેભાઈ. ૧૬
તારા રૂપી ભવે ભીરમા ત્રાંબાં રૂપી તો સીરજન-
હારજનું સોવન દેવીને સોહીએ હો જીરેભાઇ. ૧૭
હમ દેવ સદા નીરીંજના હો જીરેભાઈ. ૧૮
જે કહીયું તે સાચું કરી માનો હો જીરેભાઈ. ૧૯
જીરેભાઇ બીજી ઝરેજ ખાણુ સીરજંતે દેવા હો જીરેભાઇ. ૨૦
તીસ મધે એકવીસ લાખ જીવ જાત સીરજંતે
દેવા હો જીરેભાઈ. ૨૧
તીસ મધે નવ લાખ જીવ જાત કહીએ વનચરા
હો જીરેભાઇ. ૨૨
તીસ મધે આઠ લાખ જીવ જાત કહીએ દોપગા
હો જીરેભાઈ. ૨૩
તીસ મધે ચાર લાખ જીવ જાત કહીએ માંસ
આરોગી હો જીરેભાઇ. ૨૪
કંથત દેવ મહેસરા હું તુજને પુછું સીરી
પરમેશરા હો જીરેભાઇ. ૨૫
બીજી ઝરેજ ખાણુ મધે કોણુ વસત પવીત્ર
તે મુજને કહો સીરી પરમેશરા હો જીરેભાઇ. ૨૬
બીજી ઝરેજ ખાણુ મધે ત્રન વસતુ પવીત્ર
હો જીરેભાઈ. ૨૭
બીજી ઝરેજ ખાણુ મધે નર, સીંહી ને ગજા
એ ત્રણુ વસતુ પવીતર હો જીરેભાઇ. ૨૮
નર રૂપી તો ભવે ભીરમા સીંહ રૂપી તો સીરજન-
હાર ગજા રૂપી તો દેવીને સોહીએ હો જીરેભાઈ. ૨૯
હમ દેવ સદા નીરીંજના હો જીરેભાઈ, ૩૦
જે કહીયું તે સાચું કરી માનો હો જીરેભાઈ. ૩૧

જીરેભાઇ ત્રીજી ઇન્ડેજ ખાણ સીરજંતે દેવા હો જીરેભાઈ. ૩૨
તીસ મધે એકવીસ લાખ જીવ જાત સીરજંતે
દેવા હો જીરેભાઇ. ૩૩
તીસ મધે નવ લાખ જીવ જાત સીરજંતે નાગ
કારા હો જીરેભાઇ. ૩૪
તીસ મધે અષ્ટ લાખ જીવ જાત સીરજંતે મચ્છ
ગંધા હો જીરેભાઈ. ૩૫
તીસ મધે ચતુર લાખ જીવ જાત સીરજંતે
ઉડપંખી હો જીરેભાંઈ. ૩૬
કંથત દેવ મહેસરા હું તમને પુછું સીરી પરમેશરા
હો જીરેભાઇ. ૩૭
ત્રીજી ઈન્ડેજ ખાણ મધે કોણ વસત પવીત્રા
હો જીરેભાઇ. ૩૮
ત્રીજી ઇંડેજ ખાણ મધે ત્રણ વસ્તુ પવીત્રા હો જીરેભાઈ. ૩૯
હંસ, કોરભ ને ગુરડ એ ત્રણ વસ્તુ પવીત્રા
હો જીરેભાઈ. ૪૦
હંસ રૂપી તો ભવે ભીરમા,
કોરભ રૂપી તો સીરીજનહારજનં
ગુરડ રૂપી તો દેવીને સોઇએ હો જીરેભાઇ. ૪૧
હમ દેવ સદા નીરીંજના હો જીરેભાઇ. ૪૨
જે કહીયું તે સાચું કરી માનો હો જીરેભાઇ. ૪૩
જીરેભાઇ ચોથી ઉદભોજ ખાણ સીરજંતે દેવા હો જીરેભાઇ. ૪૪
તીસ મધે એકવીસ લાખ જીવ જાત સીરજંતે
દેવા હો જીરેભાઇ. ૪૫
તીસ મધે નવ લાખ જીવ જાત સીરજંતે સુડ
ગંધા હો જીરેભાઇ. ૪૬
તીસ મધે અષ્ટ લાખ જીવ જાત સીરજંતે
નીઃગંધા હો જીરેભાઈ. ૪૭
તીસ મધે ચતુર લાખ જીવ જાત સીરજંતે
સુગંધા હો જીરેભાઇ. ૪૮

ઉદભોજ ખાણુ મધે કોણ વસતુ પવીત્રા
તે મુજને કહો સીરી પરમેશરા હો જીરેભાઇ. ૪૯
ઉદભોજ ખાણુ મધે ત્રણ વસ્તુ પવીત્રા
હો જીરેભાઈ. ૫૦
અન્ન, વેણુ ને ચંદન એ ત્રણ વસ્તુ પવીત્રા
હો જીરેભાઈ. ૫૧
અન્ન રૂપી તો ભવે ભીરમા,
વેણુ રૂપી તો સીરીજનહારજનં
ચંદન રૂપી તો દેવીને સોઇએ હો જીરેભાઇ. ૫૨
હુમ દેવ સદા નીરીંજના હો જીરેભાઇ. ૫૩
જે કહીયું તે સાચું કરી માનો હો જીરેભાઇ. ૫૪
જીરેભાઇ પાંચમી હેતેજ ખાણુ સીરજંતે દેવા હો જીરેભાઇ. ૫૫
તીસ મધે એકવીસ લાખ જીવ જાત સીરજંતે
દેવા હો જીરેભાઇ. ૫૬
તીસ મધે નવ લાખ જીવ જાત સીરજંતે સુન
કારી હો જીરેભાઇ. ૫૭
તીસ મધે અષ્ટ લાખ જીવ જાત સીરજંતે
નીરાકારી હો જીરેભાઈ. ૫૮
તીસ મધે ચતુર લાખ જીવ જાત સીરજંતે
લોભારથી હો જીરેભાઇ. ૫૯
કંથત દેવ મહેસરા હુમ તુજને પુછું સીરી
પરમેશરા હો જીરેભાઇ. ૬૦
હેતેજ ખાણુ મધે કોણુ વસત પવીત્રા
તે મુજને કહો સીરી પરમેશરા હો જીરેભાઈ. ૬૧
પાંચમી હેતેજ ખાણુ મધે ત્રન વસતુ પવીત્ર
હો જીરેભાઈ. ૬૨
સત, દીત ને ખમીયા એ ત્રણ વસતુ પવીતર
હો જીરેભાઇ. ૬૩
સત રૂપી ભવે ભીરમા દીત રૂપી તો સીરજનહાર-
જનં ખમીયા રૂપી તો દેવીને સોહીએ હો જીરેભાઇ. ૬૪

હુમ દેવ સદા નીરીંજના હો જીરેભાઈ. ૬૫
જીરેભાઈરે સાહેબે સેજે ઉપાઈઉં ચાર ખાણીઉં હો જીરેભાઇ. ૬૬
સીતેજ, ઝરેજ, ઇંડેજ, ઉદભોજ,

ચાર જુગનીઉં એ ચાર ખાણીઉં હો જીરેભાઇ. ૬૭
જીરેભાઈ સાહેબે સેજે ઉપાહીઉ ચારહી વાણીઉં
હો જીરેભાઇ. ૬૮

સહેજા, સગમા, અગમા, અતીતા
ચાર જુગનીઉં એ ચાર વાણીઉં હો જીરેભાઇ. ૬૯
જીરેભાઇ સાહેબે સેજે ઉપાયા ચારઈ વેદ હો જીરેભાઇ. ૭૦
રૂગ, જુજર, સામ ને અથર, ચાર જુગના એ
ચારહી વેદ હો જીરેભાઈ. ૭૧
જીરેભાઇ સાહેબે સેજે ઉપાયા ચારહી રંગ હો જીરેભાઇ. ૭૨
રગતા, પહેચા, કીરસના, સહેતા ચાર જુગના એ
ચારહી રંગ હો જીરેભાઈ. ૭૩
જીરેભાઇ સાહેબે સેજે ઉપાઇઉં ચારઇ ભાખ્યા હો જીરેભાઇ. ૭૪
પુરાણ, ઇબરી, કુરપી, કુરાન ચાર જુગનીઉં એ
ચારહી ભાખીયા હો જીરેભાઇ. ૭૫

જીરેભાઇ ચાર ખાણથી ઉતમ કહીએ તેથી કહીએ ઉતમ
ધરૂ તારો હો જીરેભાઈ. ૭૬
જીરેભાઇ ધરૂ તારેથી ઉતમ કહીએ તેથી ઉતમ કહીએ
દીતવાર હો જીરેભાઇ. ૭૭
જીરેભાઇ દીતવારથી ઉતમ કહીએ તેથી ઉતમ કહીએ
સોમવાર હો જીરેભાઇ. ૭૮
જીરેભાઇ સોમવારથી ઉતમ કહીએ તેથી ઉતમ કહીએ
મંગલવાર હો જીરેભાઈ. ૭૯
જીરેભાઇ મંગલવારથી ઉતમ કહીએ તેથી ઉતમ કહીએ
બુધવાર હો જીરેભાઈ. ૮૦
જીરેભાઈ બુધવારથી ઉતમ કહીએ તેથી ઉતમ કહીએ
બીરેસપતવાર હો જીરેભાઈ. ૮૧

જીરેભાઈ બીરેસપતવારથી ઉતમ કહીએ તેથી ઉતમ
કહીએ શુકરવાર હો જીરેભાઇ. ૮૨

જીરેભાઇ શુકરવારથી ઉતમ કહીએ તેથી ઉતમ કહીએ
શનીવાર હો જીરેભાઈ. ૮૩

જીરેભાઇરે એ સો ગીનાન પીર ભણાવે હસન કબીરદીન
જેણે સીરી ઈસલામ શાહા દેખાડયા
હો જીરેભાઇ. ૮૪

સમાપ્ત.

